પ્રેમભક્તિ ગ્રન્થમાળા

રસો વૈ સઃ

# કુરુક્ષેત્ર

સપ્તમ કાંડ, ચક્રવ્યૂહ

Nanalal Dalpatram Kavi




## હવે પછી છપાશે

દલપતરામ, ભાગ ૨ જો, ઉત્તરાર્ધ

દલપતરામ, ભાગ ૩ જો

કુરૂક્ષેત્રના કાંડો

વિચારણા, ભાગ ૧ લો

વિચારણા, ભાગ ૨ જો

ધર્મમન્થન, ભાગ ૧ લો

ધર્મમન્થન, ભાગ ૨ જો

ગીતમંજરી, ભાગ ૨ જો

કેટલાંક કાવ્યો, ભાગ ૪ થો

નવાં ઉપનિષદો

શ્રી હર્ષ







| | | |
|---|---|---|
| ૧૯, | કુરુક્ષેત્ર, પ્રથમ કાંડ, યુગપલટો [૩ જી આવૃત્તિ] | ૧૯૨૬ |
| ૨૦, | કુરૂક્ષેત્ર, દ્વાદશ કાંડ, મહાસુદર્શન [૨ જી આવૃત્તિ] | ૧૯૨૭ |
| ૨૧, | ઉદ્‌બોધન [૨ જી આવૃત્તિ] | ૧૯૨૭ |
| ૨૨, | અર્ધશતાબ્દિના અનુભવબોલ [૨ જી આવૃત્તિ] | ૧૯૨૭ |
| ૨૩, | સંસારમન્થન [૨ જી આવૃત્તિ] | ૧૯૨૭ |
| ૨૪, | વિશ્વગીતા (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૫, | ઇન્દુકુમાર, અંક ૨ જો (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૬, | ન્હાના ન્હાના રાસ, ભાગ ૨ જો [૨ જી આવૃત્તિ] | ૧૯૨૮ |
| ૨૭, | ગીતમંજરી | ૧૯૨૮ |
| ૨૮, | જહાંગીર-નૂરજહાંન (૨ જી આવૃત્તિ) | ૧૯૨૮ |
| ૨૯, | કુરૂક્ષેત્ર, ચતુર્થ કાંડ, યોધપર્વણી | ૧૯૨૮ |
| ૩૦, | કુરૂક્ષેત્ર, પંચમ કાંડ, પ્રતિજ્ઞાદ્વન્દ્વ | ૧૯૨૮ |
| ૩૧. | કુરૂક્ષેત્ર, એકાદશ કાંડ, શરશય્યા | ૧૯૨૯ |
| ૩૨, | કુરૂક્ષેત્ર, દ્વિતીય કાંડ, હસ્તિનાપુરના નિર્ઘોષ | ૧૯૩૦ |
| ૩૩, | શાહાનશાહ અકબરશાહ | ૧૯૩૦ |
| ૩૪, | પાંખડીઓ | ૧૯૩૦ |
| ૩૫, | કુરૂક્ષેત્ર, દશમ કાંડ, કાળનો ડંકો | ૧૯૩૦ |
| ૩૬, | સંબોધન | ૧૯૩૦ |
| ૩૭, | દામ્પત્યસ્તોત્રો | ૧૯૩૧ |
| ૩૮, | શિક્ષાપત્રી, સમશ્લોકી | ૧૯૩૧ |
| ૩૯, | બાળકાવ્યો | ૧૯૩૧ |
| ૪૦, | ઉપનિષત્પંચક | ૧૯૩૧ |
| ૪૧, | સંઘમિત્રા | ૧૯૩૧ |







# પ્રેમભક્તિ-ગ્રન્થમાળા



| | | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|---|
| ૧, | કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૩ |
| ૨, | રાજસૂત્રોની કાવ્યત્રિપુટિ (૩ જી આવૃત્તિ) | ૧૯૦૩–૦૫–૧૧ |
| ૩, | વસન્તોત્સવ (૪ થી આવૃત્તિ) | ૧૯૦૫ |
| ૪, | કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૮ |
| ૫, | ઈન્દુકુમાર, અંક ૧ લો (૩ જી આવૃત્તિ) | ૧૯૦૯ |
| ૬, | ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો [૭ મી આવૃત્તિ] | ૧૯૧૦ |
| ૭, | ભગવદ્ગીતા, સમશ્લોકી [૩ જી આવૃત્તિ] | ૧૯૧૦ |
| ૮, | જયા—જયન્ત (૫ મી આવૃત્તિ) | ૧૯૧૪ |
| ૯, | મેઘદૂત, સમશ્લોકી (૩ જી આવૃત્તિ) | ૧૯૧૭ |
| ૧૦, | ઉષા (૫ મી આવૃત્તિ) | ૧૯૧૮ |
| ૧૧, | ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૨, | રાજર્ષિ ભરત (૨ જી આવૃત્તિ) | ૧૯૨૨ |
| ૧૩, | પ્રેમકુંજ [૨ જી આવૃત્તિ] | ૧૯૨૨ |
| ૧૪, | પ્રેમભક્તિ—ભજનાવલિ [૨ જી આવૃત્તિ] | ૧૯૨૪ |
| ૧૫, | સાહિત્યમન્થન | ૧૯૨૪ |
| ૧૬, | વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી [૨ જી આવૃતિ] | ૧૯૨૫ |
| ૧૭, | અમર પન્થનો યાત્રાળુ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૫ |
| ૧૮, | શકુન્તલાનું સંભારણું [૨ જી આવૃત્તિ] | ૧૯૨૬ |







પ્રેમભક્તિ—ગ્રન્થમાળા

रसो वै सः

# કુરુક્ષેત્ર

## સપ્તમ કાંડ, ચક્રવ્યૂહ



ન્હાનાલાલ દલપતરામ કવિ

વિ. સં. ૧૯૯૬ ઈ. સ. ૧૯૪૦

કીંમત દસ આના








કર્તાને માટે રજીસ્ટર્ડ

પ્રકાશક : **ન્હાનાલાલ દલપતરામ કવિ,**
**એલિસ પૂલ, અમદાવાદ**

આવૃત્તિ ૧ લી   ૧૯૪૦   પ્રત ૧૨૫૦


| | |
|---|---|
| પ્રથમ કાંડ, યુગપલટો   રચ્યા સાલ | (૧૯૨૬) |
| દ્વિતીય કાંડ, હસ્તિનાપુરના નિર્ઘોષ | (૧૯૨૮) |
| તૃતીય કાંડ, નિર્ધાર | (૧૯૩૯) |
| ચતુર્થ કાંડ, યોધપર્વણી | (૧૯૨૭) |
| પંચમ કાંડ, પ્રતિજ્ઞાદ્વન્દ્વ | (૧૯૨૮) |
| છઠ્ઠો કાંડ, આયુષ્યનાં દાન | (૧૯૪૦) |
| સપ્તમ કાંડ, ચક્રવ્યૂહ | (૧૯૩૯) |
| અષ્ટમ કાંડ, માયાવી સન્ધ્યા | (૧૯૩૯) |
| નવમો કાંડ, સહોદરનાં બાણ | (૧૯૪૦) |
| દશમ કાંડ, રૌદ્રી | (૧૯૨૯) |
| એકાદશ કાંડ, શરશય્યા | (૧૯૨૯) |
| દ્વાદશ કાંડ, મહાસુદર્શન | (૧૯૨૭) |

**કુરુક્ષેત્ર મહાકાવ્ય**ના એમ દ્વાદશ કાંડો લખાયા છે. ત્હેમાંના નવ છપાઈ ગયા છે, અને આ દસમો કાંડ છપાય છે.

**૧૯૨૭ ની સાલ પછી પ્રેમભક્તિ-ગ્રંથમાળાના પ્રત્યેક ગ્રંથની પ્રત્યેક નકલ ઉપર કર્તાની ટૂંકી સહી હોય છે.**


મુદ્રક અને મુદ્રણસ્થાન
**નંદલાલ ચુનીલાલ બોડીવાલા,**
સરસ્વતી પ્રીન્ટીંગ વર્કસ,
સારંગપુર, **અમદાવાદ.**








## વિષયસ્ફોટન

'મારી નાખેલા સિંહવાળી પર્વતની મહાન ગુફા જેમ નિસ્તેજ થઇ પડે, તેમ કૌરવસેના ભીષ્મ પડયા પછી નિસ્તેજ' થઇ પડી.

પછી કર્ણરાજ પિતામહ કને ગયા ને રણની આજ્ઞા માગી. પિતામહે કહ્યું: 'હે કર્ણ! નદીઓને જેમ સમુદ્ર આશ્રયસ્થાન છે, તેમ સર્વ મિત્રોનો તું આશ્રય થા.'

પછી કર્ણનો અભિપ્રાય લેઈ દુર્યોધને દ્રોણાચાર્યને સેનાપતિપદનો અભિષેક કીધો. ત્ય્હારે આચાર્યે કૌરવરાજને કહ્યું કે 'ઇચ્છામાં આવે તે માગી લ્યો.' સહુ મંડળ શું મન્ત્રણા કરીને કૌરવરાજે માગ્યું કે યુધિષ્ઠિર રાજાને જીવતા પકડી લાવો. ત્હેમને મારીશ નહિ; ફરીથી જુગારમાં જીતી જંગલમાં કહાડીશ. આચાર્યે ઉત્તર વાળ્યો: 'કોઇ ઉપાયે અર્જુનને યુદ્ધમાંથી દૂર કરાય તો ધર્મરાજ જીતાયા જ છે.' ત્ય્હાં ત્રિગર્ત રાજા બોલી ઉઠયા: અમે જ આજે અર્જુનને યુદ્ધમાંથી અળગો કરી મારી નાંખીશું. અને પછી ત્રિગર્તોએ અર્જુનને દક્ષિણ દિશામાં યુદ્ધ કરવાને બોલાવ્યો. અર્જુને આહ્વાન સ્વીકાર્યું ને ગયો.







અહીં 'આચાર્યે ચક્રવ્યૂહ રચ્યો અને એમાં ઇન્દ્ર સરખા સર્વ રાજાઓને ગોઠવ્યા, ને વ્યૂહના આરાઓને સ્થાને સૂર્ય સરખા તેજસ્વી રાજકુમારોને ગોઠવ્યા હતા.' દુર્યોધન રાજા મધ્ય ભાગમાં ઉભા હતા. મોખરામાં દ્રોણાચાર્ય ને સિન્ધુરાજ હતા.

અભિમન્યુએ વડિલોને કહ્યું કે 'પિતાએ મ્હને ચક્રવ્યૂહને ભેદવાનો ઉપાય શીખવ્યો છે, તેમાંથી પુનઃ પાછા આવવાનો ઉપાય શીખવ્યો નથી.' ધર્મરાજાએ કહ્યું તું વ્યૂહમાં ભંગાણ પાડ ને માર્ગ કર; અમે ત્હારી પાછળ પાછળ આવીશું.

અભિમન્યુએ બીડુ ઝડપ્યું, ને ઘોડાઓને રણમાં હાંકયા, 'અર્જુન કરતાં પણ ચઢિયાતા અર્જુનના પુત્રે' દ્રોણાચાર્યની સમક્ષ વ્યૂહને ભેદી નાંખી અંદર પ્રવેશ કર્યો. 'અભિમન્યુ સર્વ દિશાઓમાં દેખાતો હતો.' ઉપપ્લવ્યમાં કૃષ્ણયુધિષ્ઠિરે અભિમન્યુને મહારથીઓમાં ગણ્યો હતો.

દુર્યોધન સ્હામે ધસ્યો, પણ કૌરવવીરોએ દુર્યોધનને છોડાવ્યો.

હાથમાં ધનુષ્ય લઇને અભિમન્યુ જાણે નૃત્ય કરતો હતો. રથસેનાને ત્હેણે તોડી નાંખી. દુઃશાસન સ્હામે આવ્યો. બન્ને જણા રથશિક્ષામાં કુશળ હોવાથી ગોળાકાર તરેહ તરેહનાં







મંડળો કરી રથ વડે રણમાં ઘૂમવા લાગ્યા. અભિમન્યુના બાણુથી દુઃશાસનને મૂર્છા આવી ગઇ.

અભિમન્યુને આચાર્ય સ્હામે જવું હતું; ત્ય્હાં કર્ણરાજ આવ્યા. પાર્થપુત્રે કર્ણના ધ્વજને ને ધનુષ્યને કાપી નાંખ્યા. કર્ણનો ન્હાનો ભાઇ વ્હારે ધાયો. અભિમન્યુએ એને વધેર્યો. કર્ણ શોકગ્રસ્ત થયો. સેનામાં ભંગાણ પડ્યું. 'સિન્ધુરાજા શિવાય કોઇ પણ યોદ્ધો તે સ્થળે ઉભો રહ્યો ન હતો.' 'સુભદ્રાના પુત્રે પોતાનો શંખ વગાડયો.' કૌરવસેનામાં તે આગળ ને આગળ ધસ્યે જ જતો હતો. અભિમન્યુના રક્ષણાર્થે પાંડવો પાછળ ધાયા. આડા પડી જયદ્રથે એમને અવરોધ્યા.

લક્ષ્મણ કુમાર અભિમન્યુની સ્હામે આવ્યો. કુંડળ સહિત લક્ષ્મણ કુમારના મસ્તકને અભિમન્યુએ ઉડાડી નાંખ્યું.

'પછી શકુનિએ દુર્યોધન પ્રત્યે કહ્યું કે આપણે બધા મળીને હવે આને મારી નાંખિયે.' પછી 'કર્ણે અભિમન્યુના ધનુષ્યને કાપી નાંખ્યું; ભોજે ઘોડાઓને મારી નાંખ્યા; કૃપાચાર્યે સારથીને મારી નાંખ્યો. છ મહારથીઓએ મળીને બાળક અભિમન્યુને રથ વિનાનો કર્યો.' દ્રોણગુરુએ ખડ્ગને કાપ્યું, કર્ણે ઢાલને ફોડી. જયદ્રથે પાંડવસહાયને ખાળી રાખી.







'આખરે દ્રોણુ અશ્વત્થામા કૃપાચાર્ય કર્ણ ભોજ અને શલ્ય—એ ૭ યોદ્ધાઓએ અભિમન્યુને વ્યૂહમાં ઘેરી લીધો.' 'વનના હાથીને જેમ પારધીઓ મારી નાંખે તેમ' કૌરવોના ૭ મહા-રથીઓએ અભિમન્યુને માર્યો.

સૂર્યાસ્તે અર્જુન પોતાના જયશીલ રથમાં બેસી છાવણીમાં પાછો વળ્યો, પણ ત્યહાં સર્વ નિસ્તેજ દેખાવ નજરે પડયો. પાંડવો આવ્યા, પણ અભિમન્યુને દીઠો નહિ. અર્જુને વિલાપ માંડયો. શ્રી કૃષ્ણે આશ્વાસનબોલ ભાખ્યા કે–'યુદ્ધમાંથી પાછા નહિ હઠનારા દરેક શૂરવીરનો એ જ માર્ગ છે.'

હાથમાં ધનુષ્ય લઇ અર્જુન ઉભો હતો. જ્વર ચ્હડયો હોય એવો ક્રોધાગ્નિથી કમ્પતો પાર્થ બોલ્યોઃ રણ તજી ભાગી નહિ જાય, ધર્મરાયને શરણે નહિ આવે, શ્રી કૃષ્ણનું શરણું નહિ શોધે, તો હું જયદ્રથનો વધ કરીશ. કાલે સૂર્યાસ્ત સુધીમાં એ પાપીને ન મારૂં તો હું અગ્નિપ્રવેશ કરીશ.

'મહાત્મા અર્જુને પ્રતિજ્ઞા કરી કે તરત પાંડવોનો સિંહનાદ થઈ રહ્યો.' દ્રોણપર્વ









કુરુક્ષેત્ર નામના મહાકાવ્યનો આ સપ્તમ કાંડ આજ ગુજરાતને ચરણે ધરૂં છું. આનું વસ્તુ લોકવિખ્યાત છે, ને હજારો વર્ષથી ભારતવર્ષની જનતા એને વાંચતી-વિચારતી આવી છે. ભૂત વર્તમાન ને ભવિષ્ય-ત્રણે કાળનો આ કુરૂક્ષેત્રની મહાવાર્તા તો ભારતીય મહાપ્રજાનો સનાતન વારસો છે.

આ કાંડ ઉત્તરએપ્રિલ ૧૯૩૯માં લખાયો ને માર્ચ ૧૯૪૦માં છપાયો છે.

માર્ચ, ઈ. સ. ૧૯૪૦ ન્હાનાલાલ દલપતરામ કવિ







પૃથ્વી એક ચક્રી છે:
પૃથ્વીચક્ર સમાય છે સૂર્યમંડળમાં.
સૂર્યચક્રને સંઘરે છે લોકમંડળ;
ને લોકચક્ર સમાયાં છે બ્રહ્માંડમંડળમાં.
સૌને માથે ઘૂમે છે કાળચક્ર.
માટે ચક્રાવો કહે છે એને વિશ્વવિશારદો. ૬

બ્રહ્માંડ છે ચક્રાવો બ્રહ્માંડનાથનો.
યુગસંહારના એ મધ્યાહ્ને
બ્રહ્માંડપડછાયો પડતો'તો કુરુમંડળમાં. ૯

એ તિથિઓ હતી યૌવનની. ૧૦
પુરુષાર્થ ને પરાક્રમની પાંખે
ઉડતા'તા ત્યહાં જોબનજંગીઓ. ૧૨

જોબન એટલે જગતની આવતી કાલ. ૧૩

યૌવન છે ઘોડીલા,
ને વડિલો છે રથી ને સારથી.
રથના રથઘોડીલા ઉછળે







એટલા રથ ઉછળે, રથી ઉછળે,
ને સારથી ઉછળે રણભોમમાં. ૧૮

પણ પ્રાણપ્રેરણા પીએ
એટલી ઉડે પંખીની પાંખ. ૨૦
દ્રોણ ગુરુએ પાયું ને પીધું
એટલું ખેલ્યા કુરૂક્ષેત્રમાં પાંડવકૌરવો. ૨૨

ચાપ ઉપર બાણ બિરાજે છે
એવું વિરાજતું'તું વડિલહૈયે ત્યહાં યૌવન. ૨૪

કુરૂક્ષેત્રને જીત્યું કોણે?
આયુધોએ, યોધરાજોએ, કે યોધપ્રેરણાએ?
ગાંડીવે, ગાંડીવધન્વાએ, કે ભગવદ્‌ગીતાએ?
ત્રિકાળાદેશ ગાજન્તી ન હોત ગીતા,
તો કેવાક હોત મહાભારતના રણરંગો? ૨૯

યોધગીતો ગાય છે વીરને, ૩૦
ને ઉપનિષત્‌મન્ત્રો ગાય છે ધીરને;
ને ધીર પ્રેરે છે વીરને:
**धीरस्तत्र न मुह्यति.**







પૃથ્વીમંડળના એ ધીરોદાત્ત નાયકે
કુરુક્ષેત્ર જીતાડયું હતું પાર્થને–
ભારતભાગ્યવિધાતા શ્રી કૃષ્ણચન્દ્રે. ૩૬

પિતામહ પડયા તે જાણે
ભારતવંશનો વડલો પડયો,
બ્રહ્માંડનું બ્રહ્મચર્ય પડયું,
મહાવનનો વનરાજ પડયો, ૪૦
હસ્તિનાપુરનું રાજછત્ર પડયું,
લોકભાગ્યનો એક યુગ પડયો.
એકલઆસની કર્ણરાજે શિબિરમાં
સાંભળ્યો એ કૌરવકોલાહલ.
હૈયાકોપમાંથી જાગી વીરત્વજ્વાળાઓ,
અન્તરશિલામાંથી પ્રગટયાં પ્રતાપઝરણાંઓ.
મહારથી કર્ણ આવીને ઉભો
શિબિરગુફામાંથી બાણશય્યાની સન્મુખે,
જગતક્ષત્રિયત્વના એ તીર્થધામે.
વીરને વદનારવિન્દે રમતા'તા ૫૦
પ્રતાપ ને પ્રોજ્જવળતાના પરિમલો.
મહારથી પ્રણમ્યા ને પ્રાર્થ્યું:







'કુરુવૃદ્ધ આદેશ દો રણસંગ્રામનો.'

ગેબી હાસ્યે હસ્યા પિતામહ.
આત્મઝરણાંઓ નિર્ઝરતાં'તાં
વદનરમતી એ હાસ્યલેખાઓમાંથી.
બાણશય્યાને ધ્રૂજાવતા બોલ્યાઃ ૫૭

'પાર્થપ્રતિમા કર્ણ રિસાયાતા રણવીર;
ને ઉદ્‌ઘોષા'તા 'નહિ લડું
દેવવ્રતના સેનાસ્વામિત્વમાં.' ૬૦
કર્ણમાં જાગ્યો છે યોધરાજ આજ.
પરાક્રમ પ્રગટ્યાં રણપુરુષનાં.
કર્ણદેવ છે કૌરવોનો પાર્થ.
જાવ, ને ઝૂઝો કૌરવરાજના કલ્યાણાર્થે.' ૬૪

ભીષ્મઆથમેલું કુરુક્ષેત્ર પછી
ગાજી ઉઠ્યું મહારથીના ધનુષ્યટંકારે.
શબ્દમંડળના ઝઝૂમી રહ્યા ઘોષચકાવા.
યોધસંઘને થયું પધાર્યા બીજા ભીષ્મદેવ.
દુર્યોધને ભૂત–ભવિષ્ય વાંચ્યાં,
જાણે પિતામહ પાછા ઉઠયા બાણશય્યામાંથી. ૭૦







આનન્દ્યા, ઉછળ્યા, પ્રફુલ્લ્યા કૌરવનાથઃ
જાણે આથમેલો ઉગ્યો સૂર્ય.
ઉત્સાહબોલે પૂછ્યું મલપતા મહારથીને;
'મહારથી! કોને રથે ચ્હડાવીશું
હવે સેનાસ્વામીનો મહાધ્વજ?' ૭૫

મહારથીનો ઉત્તર હતો સેનાગાજન્તો.
બાણ છૂટે એવો વછૂટયો બોલ;
'ગુરુદેવને–વ્યૂહરચનાના બૃહસ્પતિને.
અભેદ્ય વ્યૂહો રચશે આચાર્યદેવ.
દેવાદ્રિ હિમાલયને ભેદે, ૮૦
એ ભેદે દ્રોણાચાર્યના સંગ્રામવ્યૂહને.
આચાર્યદેવ સંરક્ષશે; હું સંહારીશ.' ૮૨

કૃપાચાર્યે ઉદ્‌ગાયા રણમન્ત્રો,
મહારથીએ વાયો મહાશંખ,
કૌરવરાજે કીધો અભિષેક,
સેનાસ્વામીનો રણધ્વજ સિન્ધુરાજે
ચ્હડાવ્યો દ્રોણાચાર્યના રથશિખરે;
જાણે રણદેવને ધરાવ્યો રણકિરીટ. ૮૮







સેનાઓના મહાસાગરોની
યોજનલાંબી તરંગાવલિઓની મધ્યે                    ૯૦
મહાનૌકા શો ઉભો' તો આચાર્ય રથ.
આનન્દશબ્દે ઉચ્ચર્યા આચાર્યદેવ.                    ૯૨

'હસ્તિનપુરસ્વામી કૌરવરાજ!
પાળ્યા–પોષ્યા–પ્રફુલ્લાવ્યા અર્ધી સદીભર.
આજે ઉગ્યું છે આ યુદ્ધપર્વ.
માગી લ્યો વીરશોભન્તું વરદાન.
કુરૂક્ષેત્રનો ધરાવો છો સંગ્રામમુગટ.
આનન્દું છું. જંગજોદ્ધાઓ જોશે જગતના
ઋષિવંશની દેવસોહામણી રણરમણા.
પાંડવકૌરવને શીખવાડી છે પરાક્રમવિદ્યા.                    ૧૦૦
ગુરૂયશગીત સમા છો સહુ વિશ્વયશસ્વી,
પણ આ મસ્તકે પૂજ્યું છે સદા
હસ્તિનાપુરના રાજસિંહાસનને.
ફરી વળી એકદા કુરૂમંડળ મધ્યે
શીખવાડીશ એ શસ્ત્રખેલના ક્ષત્રિયપ્રવરોને.
માગો, કૌરવરાજ!
માગી લ્યો મનમાનતું વરદાન.'                    ૧૦૭







આત્માનન્દની અદ્દ્ભુત ચન્દની
છવાઇ રહી કૌરવરાજને વદનમંડળે:
જાણે અણુધારી ચન્દ્રિકા ઉગી. ૧૧૦
પૂજ્યતાની પ્રણામાંજલિ કીધી,
ને ગુરૂદેવને યાચ્યું કૌરવરાજે; ૧૧૨

'પાંડવો યે છે પુત્રો આપના.
ગુરૂદેવ ! નથી પ્રાર્થતો સંહારવાનું.
સજીવન આણો એ યુધિષ્ઠરને
કૌરવકુળની સંગ્રામસભાની મધ્યે.
સંહારીશ નહિ;–શપથ છે ગોત્રપ્રવરોના.
સંહારીશ નહી, દ્યૂત રમાડીશ;
ને હરાવી વળાવીશ વળી વનવગડે.
શિયાળવાં શાં ઝૂરશે ભટકતા ૧૨૦
પાંડુપુત્રો ગાઢગાઢ વનવનમાં.
લાવો, ગુરૂદેવા લાવો;
આણો એ પાંડવજ્યેષ્ટને
બાંધીને યોધસોહન્તા ચાપપાશમાં.' ૧૨૪

ગુરૂદેવે પ્રશ્ન પૂછ્યો દિગ્પાળોને.







સંહાર ન હતો શિષ્યનો;
પુત્રઘાતનું નહતું પાતક. બોલ્યાઃ          ૧૨૭

'ધર્મરાજ છે અજાતશત્રુ.
અર્જુન એક જ છે અજીત;
એનું ગાંડીવ છે ગગનભેદી.          ૧૩૦
પાંડવજ્યેષ્ટ ન ઝડપાય પાર્થરક્ષામાંથી.
ત્હમે વાળો અર્જુનને રણવટે;
ને હું બાંધુ યુધિષ્ઠિરને રણપાશમાં.'          ૧૩૩

'તથાસ્તુ, ગુરૂદેવ!
ગિરિગરવો ગઢ પાડયો આજ.
ચાલો; કુરૂક્ષેત્ર બોલાવે છે.'          ૧૩૬

ગુરૂદેવે રચ્યો ગિરિવ્યૂહ;
ને પાર્થ પધાર્યો પાંડવસેનાના કિરીટાગ્રે.
હસ્યો, નમ્યો, ધનુષ્યપ્રણામ કીધા.
પછી રથારૂઢ ગાંડીવધન્વાએ          ૧૪૦
પ્રદક્ષિણા કીધી ગુરૂદેવની.
કૃષ્ણચન્દ્રે રશ્મિઓ પરિત્યાગ્યા, પ્રણમ્યા;
વન્દન વન્દાવ્યાં રથના અશ્વરાજોને.







કાળભીષણુ ગુરૂદેવ થયા જળકોમળા;
શિખર મટી થયા સરિતા.
ઉરઉભરાતો ઉમળકો ઉચ્ચાર્યો ' કલ્યાણુ.' ૧૪૬

બ્રહ્મર્ષિબોલ છે બ્રહ્મબોલ.
પરબ્રહ્મે યે પડઘો પાડયો 'કલ્યાણુ.' ૧૪૮

પાર્થ પછી પેઠો કૌરવસેનાની પાંખમાં.
મહારથી કર્ણુદેવ ઉભા અન્તરાયે; ૧૫૦
જાણે ગિરિછાટે આંતર્યો જળધોધને.
ગાંડીવધન્વા ગાંડીવ સાંધે ત્ય્હાં તો
અભિમન્યુ ઉભો આગે ઢાલ થઈને.
પુત્રે ઝીલ્યો પિતાનો ભાર,
ને ઝીલ્યા પ્રતિરથીના બાણુપ્રહાર.
કુમારને કર્ણુરાજ સુકુમાર હસ્યા.
પાંપણો પડી ઉપડે ત્ય્હાં તો
અભિમન્યુએ પાડયો કર્ણુસારથીને.
રથ થયો સારથીસૂનો;
ને દિશદિશમાં દોડી ગયા ૧૬૦
મહારથીના પ્રેરણાસૂના રથઅશ્વો.







અને અદ્‌ભુત દીઠું મહાસેનાઓએ
કે કુમારે ભગાડયા મહારથીને. ૧૬૩

મહાબાહુ મામા મદ્રરાજે પ્હણે
નકુલ ભાણુજાને લડાવ્યાં રણલાડ,
ને કીધો સંગ્રામશૂરો.
પછી ભીમ શું ખેલ્યું ગદાયુદ્ધ.
ગદાઓ ઘૂમી, મંડળો રચાયાં,
સુવર્ણના તણખાઓ ઉડયા,
ધરિત્રી માતાને યે ધડિક લાગ્યો ભાર. ૧૭૦
સિંહ ઉછળી સિંહને અફળાય એમ
ગદાધારીઓ પડયા ને પછડાયા.
કૃતવર્માએ સાંતર્યાં શલ્યને,
ધષ્ટદ્યુમ્ને રથે લીધો ભીમસેનને;
ને બે દિશાઓમાં વાળ્યા બે રણરથોને. ૧૭૫

સંગ્રામ ચક્રાવે ચ્હડયો હતો;
નરકેસરીઓ પરવરતા'તા પરાક્રમપન્થે.
ગુરુદેવ ઘૂમણે ઘૂમતા,
જાણે સૂર્યમંડળ મધ્યે સૂર્યદેવ.







પાંડવસેનાનો પરિઘ ભેદ્યો, ૧૮૦
મહારથીની ત્રિજ્યાઓ છેદીઉચ્છેદી,
ધર્મરાજની સ્હામે આવીને ઉભા:
જાણે હસ્તિરાજની સ્હામે હસ્તિરાજ.
માન્યું કે ફળશે મનોરથ.
ચારપાંચેક છોળો ઉછળી શરછાલકોની;
ત્ય્હાં તો થયો સૂર્યાસ્ત.
શિબિરમંડળની ઘણુઘણી ઉઠી ગુફાઓ
ને યુદ્ધવિરામના ગાજ્યા શંખનાદ.
ધર્મરાજને આશીર્વાદ અર્પી
ગુરૂદેવ સિધાવ્યા શિબિરધામે. ૧૯૦
ભીષણુવર્ણી તે તિથિએ
દુનિયાએ દીઠા સંહારઢગલાઓ. ૧૯૨

એમ રાત્રિ ઉતરી કુરૂક્ષેત્રે.
બિરાદાયીઓએ બિરદાવલિઓ ગાઈ;
કવિકુંજરોએ ઇતિહાસગાથાઓ ઉચ્ચારી;
યોધયોધના હૈયાકુંડમાં
અભિષેક કીધા તારકજ્યોતિઓએ.
ને પછી પડ્યું યૌવનયશસ્વી પેલું સ્હવાર. ૧૯૮







એ સ્હવાર હતું જોબનવર્ણું.
દ્વારિકામાં સુદર્શન ઘૂમતું એમ　　　　૨૦૦
સૂર્યકિરણો ઘૂમરીએ ઘૂમતાં,
તેજવમળો ઘૂમરીએ ઘૂમતાં,
યોધમંડળો ઘૂમરીએ ઘૂમતાં,
શાસ્ત્રઅસ્ત્રો ઘૂમરીએ ઘૂમતાં.
જગત જાણે ચકાવે ચ્હડ્યું હતું.
એ જોબનઘૂમરીઓની મધ્યે,
એ ચક્રચકાવાની વચ્ચોવચ્ચ,
રાશીઓમાંના ચન્દ્રમંડળ સમી,
વિરાજતી'તી પાંડવવીરસભા.　　　　૨૦૯

સૂર્ય સંગાથે અરૂણ ઉગે એવો　　　　૨૧૦
ત્ય્હાં ઉતર્યો સૂર્યદેશેથી
તેજસૂરંગી એક યોધરાજ.
તેજસૂરંગીલો હતો એનો ઉપરણો,
તેજસૂરંગીલો હતો એનો દેહસ્તંભ.
સૂર્યકિરણ સમો એ આવ્યો ને ઉભો.　　　　૨૧૫

'હું છું ત્રિગર્તોનો સંગ્રામદૂત;







ને લાવ્યો છું મહાનુભાવ પાંડુપુત્રોને
સંશપ્તક ત્રિગર્તોનું રણઆહ્વાન.
જીતે તે જીવે જગમાં;
રણપલાયનની છે સંગ્રામઆણ. ૨૨૦
બાણાવળી હોય એ પધારે
કુરુક્ષેત્રના દક્ષિણકિનારે.
ત્‍હાં ખેલાશે ત્રિગર્તોનો રણજંગ.' ૨૨૩

સળગતું આહ્વાનત્રિશૂળ
યોધરાજે નાંખ્યું વીરસભામાંઃ
જાણે બળબળતો તારો પડ્યો.
વીરસભા સળગી ઉઠી,
ને ત્રિશૂળને ઉપાડ્યું ભીમકર્માએ. ૨૨૮

'કોઠીના કોઠ ફોડે છે, યોધરાજ!
એમ ફોડશે મસ્તકો આ ગદા ૨૩૦
પાંડવઆવાહન્તા ત્રિગર્તમંડળનાં.
ન્હાના પડશે પાતાળગર્તો એ ત્રિગર્તોને.' ૨૩૨

પછી ધર્મવાણુ બોલ્યા ધર્મદેવ;







'યોધરાજો અપમાનતા નથી આહ્વાનોને.
ત્રિગર્તોનું આહ્વાન છે બાણાવળીને.
શરવૃષ્ટિ છે કિરણવૃષ્ટિ;
ગદાધાવે થાય ઉલ્કાપાત.
ઉલ્કાપાત ન ખમાય ત્રિગર્તમંડળથી.
ભીમ ! કૃષ્ણાર્જુન ખેલશે એ રણખેલ
આજે-કુરુરણના દક્ષિણકિનારે. ૨૪૦
સેનાસ્વામીને કહેજો, યોધરાજ !
પાંડવો આનન્દે છે રણઆહ્વાને.
ગાંડીવધન્વા આવશે રણ રમવાને.' ૨૪૩

દૂત ગયો-જાણે કિરણ પાછું વળ્યું.
કૃષ્ણદેવે રણરથ સમાર્યો-સાંતર્યો,
બાણાવળીએ રણદેવને પૂજ્યા,
ધર્મદેવની ચરણવન્દના લીધી,
ગગનવિડારન્તો કીધો ધનુષ્ટંકાર.
સહવારના પ્રથમ પ્રહરે
પ્રભાતના પરાક્રમદેવ સમોવડો ૨૫૦
પાર્થ પધાર્યો રણ રમવાને
આજે-આજેની દિશાઝાડીઓમાં. ૨૫૨







પછી બેઠો સ્હવારનો બીજો પ્રહર.
એ હતું તે તિથિનું કાળચોઘડિયું.
હસતા-રમતા આવ્યા એક સંન્યાસીજી.
જોગિયાનો હતો વેશ,
ને જોગીનાં હતાં અંગઆભૂષણો.
મુખડેથી ઝૂલતી'તી એમને
વૃદ્ધત્વની કેશકિરણાવલિ.
ધર્મદેવને પાયે પડયા સંન્યાસીજી, ૨૬૦
સંન્યસ્તસ્વાંગ ઉતારી ધર્યો ચરણોમાં.
વયોવૃદ્ધ સંન્યાસી થયા જોબનજોધ. ૨૬૨

'અજબ છે ઉમંગ, મહારાજ !
આજનો કૌરવસેનાનો.
કૌરવસેનાનીઓએ સત્કાર્યો,
દ્રોણ ગુરુએ પૂજાપો અર્પ્યો,
હસ્તિનાપુરના મુગટધારી પ્રણમ્યા
યોધમંડળના આપના સંન્યસ્તદીક્ષિતને.
આજની છે અદ્‌ભુત વ્યૂહરચના ત્‍હાં.
ઠાલવી નાખ્યો છે ગુરુદેવે જ્ઞાનકોશ, ૨૭૦
વજ્રદેહીઓના માંડયા છે દુર્ગકોઠાઓ,







ને કૌરવસેનાનો રચ્યો છે ચક્રવ્યૂહ.
જીવશે એ જોશે જગત પાછું;
મરશે એ અમર થશે અમરવાડીમાં.' ૨૭૪

બાહુ ફરકયા, નયન નાચ્યાં,
અંગઅંગ ચ્હડયાં વીરત્વહિન્ડોળે;
પાંડવોએ પેખ્યાં આવન્તાં પરાક્રમોને.
ધર્મદેવની રણપ્રજ્ઞાએ પૂછયું: ૨૭૮

'ચક્રાવો !–કોણ ભેદશે ગુરુદેવનો ચક્રાવો ?
દ્રોણશિષ્ય ભેદે દ્રોણવ્યૂહને.' ૨૮૦

પાંડવો ચિન્તનચક્રાવે ચ્હડયા. ૨૮૧

એવે આવ્યો પાર્થકુમાર
રથઘોડીલા ખેલાવીને.
એની આંખોમાં વિરાજતો'તો બાળસૂર્ય,
એના ભાગ્યદેશે હતો વીરમુગટ,
એની મુદ્રામાં વહતાં'તાં દેવતેજ:
જાણે અમરોનો યુવરાજ.
કુમારના વદનારવિન્દે ફૂટતી'તી







સોળસોળ વર્ષની સોળસોળ પાંખડીઓ;
જાણે પૂર્ણિમાનો પ્રફુલ્લેલો ચન્દ્રમા. ૨૯૦
આવ્યો, પ્રણમ્યો, પેખ્યું, ને પૂછ્યું:
'શા છે ભમ્મરને ચિન્તાભાર? દાદાજી!' ૨૯૨

ભીમસેને ભાખ્યો એ ભેદ.
'આજે છે આચાર્યપર્વ.
ગુરૂદેવે રચ્યો છે ચક્રવ્યૂહ.
અર્જુન બાપુ સિધાવ્યા દક્ષિણદિશે
ત્રિગર્તોનું આહ્વાન ઝીલવાને.
ચક્રાવાને ભેદશે કિયો વીર ?
એ છે આજનો ભમ્મરબેઠેલો ચિન્તાભાર.' ૨૯૯

ત્ય્હાં તો ગગનકાટકા થયા જોબનના. ૩૦૦
'પ્હાડ પડ્યા નથી કાંઇ અન્તરાયે.
ને પવનવિરાજ્યા પર્વશિખરો યે
ક્ય્હાં નથી ફોડ્યા–ઓળંગ્યા
દેવપ્રતાપી પાંડુપ્રવરોએ ?
ગઢ પાડે એ ચક્રાવો ભેદે.
ભીમકર્માની ગદા ભાગશે







દુર્ગકોટને ને ચક્રાવાના પરિઘને.
ચક્રાવો ભેદવો છે સ્હોયલો—
પાર્થ બાપુએ પઢાવ્યો છે એ સંગ્રામપાઠ.
કપરૂં છે મહીંથી નિઃસરવું. ૩૧૦
પાછા વળતાં નથી આવડતું ધર્મકુમારને.
આચાર્યદેવના ચક્રવ્યૂહને
ભેદશે આચાર્યદેવનો શિષ્યપુત્ર.
પુત્રમાં અવતર્યાં છે પિતૃદેવોના પ્રતાપ.' ૩૧૪

પરક્રમગાજન્તા પુત્રબોલે
આનન્દફૂવારા ફૂટયા ધર્મરાજને.
રોમહર્ષ જાગ્યો. બોલ્યા. ૩૧૭

'ન્હાનો, ત્હો યે સિંહનો બાળકો.
પુત્ર ધારશે પિતાનું સંગ્રામછત્ર.
સેનાદુર્ગ ભેદતાં આવડે વીરપુત્રને; ૩૨૦
વીરપુત્રને ન આવડે પાછા વળવાનું.
અભિમન્યુ મ્હારો વીંધશે ચક્રાવાને આરપાર.
ભીમની ગદા ને ધૃષ્ટદ્યુમ્નની સાંગ
સંરક્ષશે રથચક્રો યુદ્ધસ્વામીના.






રસાતળ પાડજો, યોધરાજો
કૌરવસેનાના સેનાદુર્ગના કોટકાંગરાઓ.
દિશાઓ દેખાડજો સદા પાર્થકુમારને,
પુત્ર ઝીલશે પિતૃગોત્રનો ભાર.
વડિલો પરવરશે પુત્રને માર્ગે.
આજે છે યોવનનું પર્વ, 330
ને અભિમન્યુ છે આજનો યુદ્ધસ્વામી.
પાર્થને રથાસને પાર્થકુમાર'. 332

આચાર્યદેવના ચક્રવ્યૂહને ભેદવાને
પાંડવોએ નિર્ધાર્યો પુષ્પકવ્યૂહ,
શ્રી રઘુવીરનું વિજયવિમાન.
ગુફાગુફામાંથી ઝરણાં નિર્ઝરે એમ
સેનાનીઓ નિર્ઝર્યા શિબિરગુફાઓમાંથી.
સુભદ્રાએ રણરથ સજ્યો,
દ્રૌપદીએ રણતિલક કીધું,
ઉત્તરાએ રણમાળ આરોપી, 340
સહિયરોએ ગાઈ રણવિદાય.
એ વિદાયગીતે ધૂણાવ્યાં યોધશિબિરોને;
અશ્વરાજોની ધમકાવી ઘૂઘરમાળોને;







રથધ્વજો ભર્યાપૂર્યા મહારથીઓના.
અગોચરને ઘાટે લખતી બેઠી હતી
વિધાત્રી વિશ્વના ભાગ્યલેખ;
વિધાત્રીનાં જયને ફરકાવ્યાં ભાગ્યપાનાંઓ.
દૂધઉજળી કો માઝમરાતે
ઝાડીઓનાં ઝુંડ ભરીભરીને
આજે યે ગાજે છે કુરુક્ષેત્રમાં 350
ઉત્તરાની સહિયરોનું એ ગીત.
જોગણીઓ ઝીલે છે એ રાસડા,
ને શંકરગણો નાચે છે એ નૃત્ય. 353

અલબેલો આજ યુદ્ધે ચ્હડે રે લોલ. 354

હો ધન્ય ધન્ય! જોબનજ્યોત રણરથે વિરાજે,
અલબેલો આજ યુદ્ધે ચ્હડે રે લોલ;
પ્રતાપી પુત્ર પિતૃધર્મ પાળવાને કાજે
અલબેલો આજ યુદ્ધે ચ્હડે રે લોલ. 358

ઓ આભ! ત્હમે ધરજો આકાશી છત્રછાયા,
અલબેલો આજ યુદ્ધે ચ્હડે રે લોલ; 360
બ્રહ્માંડનાથ! ઘડજો એની વીર વજ્રકાયા,
અલબેલો આજ યુદ્ધે ચ્હડે રે લોલ. 362







આ યોધ મ્હારો રમશે રણખેલ સેનાઅગ્રે,
    અલબેલો આજ યુદ્ધે મ્હડે રે લોલ;
મુગટ થઇ શોભશે શૂરમંડળે સમગ્રે,
    અલબેલો આજ યુદ્ધે મ્હડે રે લોલ. ૩૬૬

હો મહાવનો ! વરસો પ્રચંડ વનવૃષ્ટિ,
    અલબેલો આજ યુદ્ધે મ્હડે રે લોલ;
પિતૃદેવો ! નિરખો આ મ્હોરી પિતૃસૃષ્ટિ,
    અલબેલો આજ યુદ્ધે મ્હડે રે લોલ. ૩૭૦

પાર્થકુમારે રણશંખ વગાડયો
તે જાણે જગતનું જોબન ગાજ્યું.
ધર્મદેવને હૈયે હળી,
દ્રૌપદીને પાયે પડી,
સુભદ્રાનો સૌભાગ્યપાલવ નેત્ર ચાંપી,
સગર્ભા ઉત્તરાને નયનાશિષો વરસાવી,
પિતૃદેવ-માતૃદેવને વન્દી વન્દી
અભિમન્યુએ પાય મૂકયો રથચક્રપાવઠે;







જાણે કુરુક્ષેત્રમાં ઉગ્યો નવસૂર્ય,
જાણે જોબન ચ્હડ્યું જગત જીતવાને. ૩૮૦
જોબનજોધ રણુરથે ચ્હડ્યો ત્‍હારે
પાંડવસેનામાં પ્રગટ્યાં જોબનજોમ,
યોધયોધને સાંભર્યાં જોબનના જંગ,
યોધયોધને જાગી જોબનપ્રેરણાઓ.
એનું એક રથચક્ર રક્ષતી'તી ભીમગદા,
ને બીજું રથચક્ર રક્ષતી'તી ધૃષ્ટદ્યુમ્નની સાંગ.
સુભદ્રાનો જાયો રણુ રમવા સિધાવ્યો
ત્‍હારે પાંડવસેનાનો ગાજ્યો જે શંખનાદ,
યુગપરિવર્તનના સાગરો તરીઉતરીને
આજે યે ગાજે છે એ પરાક્રમઘોષણા ૩૯૦
જગતજોબનનાં હૈયાહૈયામાં. ૩૯૧

અભિમન્યુએ રણવાટ લીધી:
જાણે ભરતગોત્રનું પરાક્રમ ચાલ્યું. ૩૯૩

આશ્ચર્ય દીઠાં ત્‍હારે ઇતિહાસે.
યૌવન દોરતુંપ્રેરતું'તું પિતૃઓને,
ને પિતૃઓ જતા'તા જોબનપાડી વાટે.







અભિમન્યુ પાછળ પિતાઓ સંચરતા.
જગતે જોયો જોબનનો જય. ૩૯૮

કૌરવસેનાએ કીધો'તો ગિરિકિલ્લો.
આજે ઘેરવાના હતા ધર્મદેવને. ૪૦૦
મંડી હતી શિલાકપરી ગિરિઘાટીઓ;
માર્ગમાં માંડી'તી માર્ગભૂલભૂલામણીઓ.
કિલ્લાનો કોટ હતો હસ્તીસેનાનો.
મધ્યદેશે ફરફરતો હતો ગગનપ્રાન્તઘોતો
હસ્તિનાપુરના મહારાજવીનો મહાધ્વજ.
કેડીઓ કોરી હતી સેનાહરોળોની.
વચ્ચે વચ્ચે ખોદી'તી ખીણોની ખાઇઓ,
વચ્ચે વચ્ચે પાથર્યાં'તાં ચોકનાં સરોવરો.
કોઠે કોઠે ઉભા'તા અતિરથીઓ,
ખૂણે ખૂણે ખોડી હતી ૪૧૦
યોધરાજોના રણરથોની રણથંભીઓ:
જાણે સ્થાપ્યા સંગ્રામમિનાર.
ગદાધારીઓના કીધા'તા ગઢકાંગરા,
સાંગધારીઓને સ્થાપ્યા'તા માર્ગદ્વારોએ;
બેરખબરછીઓને ભેદે







એ પ્રવેશ સેનાદુર્ગમાં.
મહારથીઓના ઉભા'તા મહારતંભો
મોખરામોખરાના મુખગર્ભમાં.
હયસ્વામીઓ ને બાણુાવળીઓ બેઠા'તા
ગરુડમંડળ સમા પવનની પાંખે, ૪૨૦
અરિસંધને ઝડપવાને.
આચાર્યદેવ ને મહારથી કર્ણરાજ
બે હતા સેનાદુર્ગના વજ્રદરવાજા;
જાણે ગગનઘેરાવાના દિશાદ્વારોએ
રક્ષપાળે ઉભા સૂર્ય ને ચન્દ્ર.
એવો હતો કૌરવસેનાનો સેનાદુર્ગ,
એવો હતો ઇતિહાસગાજન્તો દ્રોણચક્રાવોઃ
જાણે યમપુરીમાંનો યમદુર્ગ,
જાણે કાળનો કોયડો. ૪૨૯

કૌરવમહાસેનાના સંગ્રામવિજયે ૪૩૦
પાંડવસેના પરવરી તે જાણે
મહાખડકને પાડવાને ઉછળતી ચાલી
મહાસાગરની તરંગપરંપરાઓ. ૪૩૩







દુર્ગ સ્હામે દુર્ગ ઉભે એમ
પાંડવમહાસેના આવી ઉભી
કૌરવ મહાસેનાની સન્મુખેઃ
જાણે સાગર સ્હામે સાગર ઉભો.
અભિમન્યુના દેહદેશેથી ફૂટતાં' તાં
પ્રતાપપ્રોજ્જ્વલ સૂર્યતેજ.
દેવવર્ચસ્વી પાર્થકુમારે — ૪૪૦
આભથરથરાવતો વાયો સંગ્રામશંખ.
પછી વાગ્યાં રણનાં રણશીંગડાં;
શંખ પૂરાયા, ઘોષણાઓ થઇ.
અન્તરમાં અવધાર્યું આચાર્યદેવે
કે પધાર્યો ચક્રાવો ભેદવાને
સિંહનો બાળકો શિષ્યપુત્ર. — ૪૪૬

કવિતાએ કલ્પ્યો નથી
એવો મંડાણો પછી રણસંગ્રામ. — ૪૪૮

પ્રથમ બાણ મૂક્યું પાર્થકુમારે;
પુત્રવિનયનું, પ્રણમનનું. — ૪૫૦







જઈ પડ્યું ગુરૂપીડીલાના ચરણોમાં.
ઉપર નાંખ્યું આચાર્યદેવે
આશીર્વાદનું એક બાણ.
કુમારની અશ્વખરીઓમાં જઈ રોપાયું.
રણભૂમિમાં ફૂટતા ફૂલછોડ સમાં
શોભતાં'તાં રણમંડળમાં એ બાણદ્રૂમ.
એવે ગુરૂદેવે દીઠા દ્રુપદરાજને,
પુરાણા પુરાણા પ્રતિરથીને.
જૂની જ્વાળાઓના જાગ્યા ભભુકાર,
ને રથને વાળ્યો દ્રુપદદિશામાં. ૪૬૦
પાંચાળપતિ શુ રણ ખેલવાને સંચર્યા
દાવાનળમુખી દ્રોણાચાર્ય. ૪૬૨

બીજે બાણે સુભદ્રાપુત્રે છેદ્યો
મહારથી કર્ણનો રથધ્વજ.
મહારથીએ વળતી નાંખી બાણત્રયી
કુમારના ત્રિગુણને બાંધવાને.
કુમારે સ્હામી વાળી બાણઅષ્ટાષ્ઠ;
ત્રણે છેદી કર્ણબાણત્રયીને,
ને પંચેન્દ્રિયો ભેદવાને શરપંચ,







કર્ણરાજને વરસી જાણે ફૂલપાંખડીઓ. ૪૭૦
એવે કર્ણરાજે ભાળ્યો ભીમકર્માને,
બાળઅખાડાના શીંગધારી આખલાને.
આંખમાંથી ઝરી ઉઠી ફૂલખરણીઓ.
રથ ખેડયો ગદાધરના ઘાવ ઝીલવાને,
સિંહબાળકાને છોડી સિંહસામને.
એમ ઉઘડી ગયાં સેનાદુર્ગનાં દ્વારદ્વય,
અને આયુધડંખાળા યોધગઢમાં
હાકલ પાડી પ્રવેશ્યો પાર્થકુમારઃ
જાણે વનઝુંડોમાં નરવ્યાઘ્ર.

પાંચ–પાંચ હજાર વર્ષે આજ ૪૮૦
અગમ્યભેદુ ઉકેલશો કો જોષ?
યુદ્ધભેદુ ભાગશો કો ભેદ
કે ચક્રાવાના મોકળા મૂકાયા દુર્ગદ્વાર
એ તે હતા વડિલધર્મના વાત્સલ્યભાવ?
કે હતી યુદ્ધવિશારદોની પરમ યુદ્ધનીતિ
મહારથીને ગઢઘેરાવમાં ઘેરવાની?
સમશેરને છે બે લોહપૃષ્ટો;
ને દુનિયાં યે છે દોરંગી. ૪૮૮

કૌરવ મહાસેનામાં પાર્થકુમાર પેઠો.







એ જાણે વાવાઝોડું પેઠું મહાવનમાં. ૪૯૦
ભાગતો, પાડતો, રંજાડતો, ઉચ્છેદતો,
રમણભમણ કરતો'તો કુરુરણમાં
ગરૂડપાંખે ઘૂમતો એ કુમાર.
ક્યહાંક કાપતો અંગડાળીઓને;
ક્યહાંક પાડતો દેહથડને;
ક્યહાંક ફોડતો મસ્તકકુંભને.
પાંદડાં–પાંદડાં વેરે વૃક્ષરાજનાં,
એમ વેરતો ને વાયુમાં વાવતો
રણરથોના અણુપરમાણુઓને એ.
શિખરને પાડે એમ પાડતો હાથીઓને; ૫૦૦
મેઘમંડળને વિખેરે એમ
વિખેરતો'તો સેનાબેરખોનાં જૂથને.
ભમ્મરની ભ્રુકુટિ નાચે
એમ નાચતું'તું એનું ચાપ;
કીકીમાંથી કિરણો વછૂટે
એવાં વછૂટતાં'તાં એનાં શરમંડળ.
અભિમન્યુની યુદ્ધરમણા બોલતી
કે જગત છે જોબનનું. ૫૦૮

પ્રથમે ભેટ્યો લક્ષ્મણ કુમાર,







કૌરવકુળનો ચન્દનછોડ. ૫૧૦
અંગઅંગની ડાળેડાળેથી એને
ઉડતાં'તાં ઝેરનીલાં ઉડણનાગબાણો.
બત્રીસલક્ષણા લક્ષ્મણે છોડયું નાગપાશ;
પુણ્યલક્ષણા પાર્થકુમારે વાળ્યું ગરૂડાસ્ત્ર.
ને પછી ફેર્યાં સહુ રથચક્રો.
કુરુકુમાર સિધાવ્યો નવરથ શોધવાને. ૫૧૬

પછી મળ્યા દુર્મુખ ને દુઃશાસન.
સાંભળ્યા'તા ને સાંભરતા'તા સૌભદ્રેયને
એમના અધર્મકર્મના ઉત્પાતો.
મહાગદાઓ ઘૂમાવી એમણે ૫૨૦
ને જ્યોતિપરિઘો રચ્યા અગ્નિઝાળના.
અગ્નિને યે પી ગયો અભિમન્યુ.
નાસિકાગ્ર છેદવાને છોડી બાણચોકડી.
એમણે ઉચ્છેદ્યાં કૌરવવીરોના મુગટોને.
બાણનાં રણઅપમાન ઢાંકવાને
બન્ને સંચર્યાં યોધઝુંડોમાં. ૫૨૬

ત્હાં તો પધાર્યા કૌરવમહારાજ:







સોનાનું હતું કવચ, સોનાનો હતો ટોપ,
વિષતેજસ્વી નાગનયનો સમાં
મંહી ઝબકતાં'તાં મહારત્નો. ૫૩૦
કુમારે રણપ્રણામ કીધા વડિલને;
ને વૃક્ષઘટાનો ઘેર છેદે એમ
ઉચ્છેદ્યું હસ્તિનપુરપતિના રથછત્રને.
છીછાછળી ધૃષ્ટતા જોઈ દુર્યોધને જોબનમાં,
ને શોધવા ચાલ્યા સમવયસ્ક પ્રતિરથીને. ૫૩૫

જયદ્રથ આવ્યો જયકલગીએ.

લોલવિલોલ નયનમણિઓ તો જાણે
રણના કીધા'તા રણદીવડા.
સિન્ધુનદના મહામહીધરને ઝડપવાને
પાર્થકુમારે પાથરી શરજાળ. ૫૪૦
ચેતનરાજની ચેતી ગઈ ચેતના,
ને પાછે પગલે પાછા વાળ્યા
જળપંખાળા રથઘોડીલાને.
જીવ વ્હાલા એને જુદ્ધ ઓછાં. ૫૪૪

કૃષ્ણચંદ્રે ને ધર્મદેવે







કીધી'તી યોધગણુના ઉપપ્લવમાં,
ત્હારે અભિમન્યુને ગણ્યો'તો મહારથી.
ચક્રાવાના ચોકમાં ઉત્તરાસ્વામી શોભતો'તો
મહારથીઓમાં યે વિરલ મહારથી સમોવડો. ૫૪૯

આચાર્યદેવ ઢૂંઢતા'તા પાંડવજ્યેષ્ટને ૫૫૦
આધિ–આધિનાં સેનાવનોમાં.
એટલે કુમારને સામને આવ્યા કૃપાચાર્ય.
કેસરીની કેસર સમોવડી
ઉછળતી'તી પિંગળ કેશાવલિઃ
જાણે ધુર્જટીએ ધૂણાવ્યું મસ્તક.
ગદાધર ભીમકર્મા પડયો આડો.
ગુફામાંથી સિંહરાજ નીસર્યા
ત્હાં દેવાયાં ગુફાનાં ગુફાદ્વાર. ૫૫૮

વંટોળને વિટપો નમે છે એમ
સેનાનીઓ નમતા કુમારની શરધારાઓને. ૫૬૦
રણયોધની જીવનઆશાઓને ઝબકોળતા
અભિમન્યુના ચ્હડેલા ઉત્સાહમેઘ.
દેવસેનાપતિના મોરપિંચ્છ જેટજેટલા







ઈન્દ્રધનુષ્યો રચતું'તું કુમારધનુષ્ય.
રણ રમતો રમતો સૌભદ્રેય
આવીને ઉભો ચક્રાવાના ચક્રદેશે:
જાણે ગિરિગઢનો જયસ્તંભ.
પાર્થકુમાર હતો ન્હાનકડો પાર્થ. ૫૬૮

અભિમન્યુ રણઘૂમરીએ ઘૂમતો
તે જાણે વાતો'તો જોબનનો વંટોળ. ૫૭૦

અભિમન્યુનો ચક્રાવો
કેમ કહે છે લોકવૃન્દ એને ?
એ તે હતો દ્રોણચક્રાવો ?
કે અભિમન્યુનો ચક્રાવો ? ૫૭૪

અભિમન્યુએ નાભિમંડળમાં ભેદ્યો દ્રોણચક્રાવો
ને જીત્યો સેનાસાગર,
માટે એ અભિમન્યુનો ચક્રાવો.
માંડે એનો નહિ; જીતે એનો વ્યૂહ. ૫૭૮

પછી હારેલા યોધરાજોએ
મહાઘોર કીધી યુદ્ધમન્ત્રણા. ૫૮૦







સિન્ધુરાજ બોલ્યાઃ 'ઘેરો ને વધેરો.
બાળકો મૂકાવે છે મહારથીઓનાં માન.
સપ્તસિન્ધુ સરિખડો નાંખો
સપ્તમુખાળો ઘેરાવપાશ.
આયુષ્ય નથી અખંડ કોઈનાં ય તે.' ૫૮૫

સોળ વર્ષનાને સંહારવાને પછી
મહાવીરોની ચ્હડી પાંચપાંચ સદીઓ.
તટદ્ધેરી બોળવાને સાગર ઉલટ્યા.
ધર્મક્ષેત્રમાં ઉછળી અધર્મછોળ. ૫૮૯

છ—છ દિશાદેશોમાંથી ૫૯૦
છ—છ આવ્યા વીજપંખાળા રણરથો,
ને ઘેર્યો જોબનઝૂલન્તા પાર્થકુમારને.
અભિમન્યુને અભિસરતાં આવડતું ચક્રાવામાં;
નિઃસરતાં આવડતું નથી જોબનને
વિધિમાંડ્યા કાળકપરા લોકદુર્ગોમાંથી.
પાંડવમહારથીઓ ધાયા સહાયાર્થે.
એ પાંડવયોધને અવરોધ્યા સિન્ધુરાજે
સિન્ધુનદ સમ અન્તરાયે ઉભીને.







રાફડામાંથી નાગ વછૂટે
એટએટલાં વછૂટતાં કુમારનાં નાગબાણો.                100
લક્ષ્મણકુમારે છેદ્યો રથધ્વજ પાર્થકુમારનો;
ગાન્ધારરાજે સંહાર્યા રથઘોડીલાને;
દુઃશાસને પાડયો વીરસોહન્તો રણમુગટ;
કૃતવર્માએ ઉચ્છેદ્યાં ધનુષ્યબાણનાં ભાથાંઓ;
કર્ણરાજે ભાંગ્યો આયુધભંડાર;
દુર્યોધને અણુપરમાણુ કીધા રણરથના.
શસ્ત્રલાધેલા છ–છ મહારથીઓ મધ્યે
રથસૂનો–શસ્ત્રસૂનો ઉભો’તો પાર્થકુમાર;
જાણે આથમતું સૂર્યબિમ્બ.
તાંડવકાળે હાથ ઉછળે છે મંડળાકારે                110
એટલાં ઉછળતાં અભિમન્યુનાં અંગકિરણો;
ને એ કિરણકિરણ વીંધતાં’તાં
મહાવીરોના નયનતારલાઓને.
સિંહબાળકને શસ્ત્ર શાં?
રણમંડળ મધ્યે રણસ્તંભ શો ઉભો’તો કુમાર
એકલવાયો અને અડોલ:
જાણે ગિરિમંડળ મધ્યેનું ગિરિશિખર,
જાણે ઉછળતા સાગર વચ્ચેની મહાનૌકા.                118







ત્ય્હાં તો દિશાઓ પડી ગઇ,
ને આંધી ચ્હડી જગત્‌અન્ધાપાની. ૬૨૦
ગગનદેશ થયો ધૂળધૂંસરો.
મ્હોસૂઝણો રહ્યો માત્ર દિવસપ્રતાપ.
એવે જયદ્રથે અવરોધી સાતમી દિશા,
ને રચ્યો સપ્તસિન્ધુનો રણચક્રાવો.
પછી ખડ્ગ વીંઝયું સિન્ધુરાજે;
જાણે કાળની પાંખ વીંઝી.
વીજળી પડે એમ ખડ્ગ પડ્યું,
ને વધેર્યું કુમારમસ્તકને;
જાણે કિરીટનો ઉચ્છેદ્યો કિરીટસોહાગ.
મુગટસ્હનું મસ્તક ઉછળ્યું જોબનજોધનું, ૬૩૦
ને જઈ અફળાયું કર્ણમસ્તકને;
જાણે તેજગોળને અથડાયો તેજગોળ.
મહારથી પડ્યા ક્ષણમૂર્છામાં.
અપ્સરાઓએ ઝીલી લીધો એ મસ્તકમુગટ,
પારિજાતકની આરોપી વિજયમાળા,
ને લેઇ ગઇ પાર્થનન્દનને નન્દનપ્રાસાદોમાં.
કબન્ધને ઝડપવાને ધાયો દુઃશાસન.
ત્ય્હાં તો ધરતી માતાએ મારી ઝપટ,








ને ઝડપી લીધો અમૃતપ્રાશ્યા કુમારને.
કુરુક્ષેત્રની પૃથ્વી ફાટી, ૬૪૦
ને હૈયાસમાસ દીધો જોબનજોધને.
માતા પાલવછેડલો સંકોરે એમ
સંકોરી લીધો પાલવછેડલો પૃથ્વીએ.
કુરુક્ષેત્રે કુમારને હૈયાસમાવ્યો છે ત્‍્યહાં
આજે યે ઉગે છે અમરફૂલડાંઓ.
લોક એમને કહે છે જોબનનાં ફૂલ. ૬૪૬

હાહાકાર વર્త્યો કુરુક્ષેત્રમાં.
કૌરવરાજે વગડાવ્યાં જયવાદ્યોઃ
જાણે કુમારને જીત્યે કુરુક્ષેત્ર જીતાયું.
દ્રોણાચાર્યે કીધો યુદ્ધવિરામનો શંખનાદ. ૬૫૦
ગોરમ્ભાયેલો મેઘાડમ્બર ફાટે એમ
ઓસરી ગયો મહાસેનાઓનો ગોરમ્ભો,
ને યોધસંઘ સિધાવ્યો શિબિરગુફાઓમાં. ૬૫૩

તે તિથિનો સૂર્ય આથમ્યો. ૬૫૪

પ્હણે કુરુક્ષેત્રની દક્ષિણપાંખેથી
પધાર્યો ત્રિગર્તવિજયી પાંડવઆણુવળી








સંશપ્તકોના રણઆહ્વાનને જીતીને.
પાછળ પરપરતો'તો યોધપરિવાર.
ગાંડીવનો ગાજતો'તો ધનુષ્યટંકારઃ
વિજયનાં વાગતાં'તાં રણવાદ્યો; ૬૬૦
લહેરિયાં લેતો'તો હનુમન્ધ્વજ.
પાર્થે પાંડવશિબિરોને દીઠાં શમશમાકાર.
સૂનકારે જન્માવી શંકા.
એક નેજાળાએ કીધું શંકાનિવારણ
કે સાત વીરોએ વધેર્યો સુભદ્રાકુમારને.
તત્કાળ રથને પરિત્યાગો અર્જુને,
ને રણભૂમિમાં ઊભો એક ગાંડીવઆધારે.
ધરતી જોતો, ને આભ જોતો,
ને કુરુક્ષેત્રની જોતો'તો દિશાઝાલરો.
મહાવિસ્તારી ભર્યાં ભર્યાં કુરુમંડળમાં ૬૭૦
પાર્થે સાંભળ્યો ગાજન્તો સૂનકાર. ૬૭૧

ઘોર ભાસતો'તો એ સાયંકાળ.
ન્હોતું અજવાળું, ન્હોતું અન્ધારૂં.
એક પછી એક તેજજ્યોતિઓ ઊતરે,
એમ ઊભરાયા દિશાદિશામાંથી યોધરાજો,







ને ઉભા પાંડવપરાક્રમીના ચકાવે.
સૂર્યધીમા પગલે પધાર્યા ધર્મદેવ,
ને પાર્થમસ્તકે સ્થાપ્યો પિતૃવાત્સલ્યનો હાથ.
પાર્થ પોકારી ઉઠયોઃ
જાણે રણનું રણશીંગડું ગાજયું. ૬૮૦
એ હતો પાંડવકુળનો પોકાર. ૬૮૧

'કળિયુગ બેઠો કર્મઅભાગિયો.
પિતા પૂર્વે પુત્રે લીધી યમવાટ.
સાત-સાત શૂરોએ ઘેર્યો એક બાળકાને;
એ તે નરપણુ હતાં કે નારીપણુ એમનાં ?
કપટીઓ ખેલ્યા કપટખેલ,
ને માણ્યો પાર્થરણવટાનો અધર્મલાભ.
અત્યારે આ કૌરવસેનામાં
જયવાદ્યો નથી વાગતાં જયપર્વનાં.
એ તો વાગે છે યમદેવનાં યમવાદ્યો. ૬૯૦
અઘોર-અઘોર ઉગશે આવતી કાલ.
ઉગતો સૂર્ય નિરખશે કુમારનાં વેર.' ૬૯૨

નેત્રથી ઝરતાં'તાં નેત્રબિન્દુઓ,







મુખડેથી ઝરતા'તા વીરબોલ પાર્થને.
એ ન્હોતાં બિન્દુ કે ન્હોતા બોલ;
એ હતા ખરતા આત્મઅંગારાઓ. ૬૯૬

એવે આવી ઉત્તરા;
જાણે ઝગમગતી અગ્નિઝાળ.
અંગઅંગમાંથી ઉડતા'તા એને
વીજળવીજળના ઝબકાર: ૭૦૦
જાણે બળું કે બાળું.
કુરુક્ષેત્રે દીઠી સળગતી સતીને. ૭૦૨

'હું તે મ્હને રોઉં ?
આવતી કાલને રોઉં ? કે આવતા યુગને ?
મ્હારે રોવું નથી આજ.
પાંડવપુત્રવધુને રોવાનાં શાં ?
રણસંગ્રામમાં રુદન કેવાં ?
મરીને એ અમર થયા.
પરાક્રમપુરુષો ! ક્ય્હાં હતા એ અવસરે ?
સાત મહારથીઓએ જોબનજોધને વધેર્યો ૭૧૦
ત્ય્હારે શોધતા'તા કિયા દિશાદેશને ?







કૃષ્ણદેવા ! ફરકે છે કાળજાની કોર ?
રણની રૂધિરસરિતામાં રગદોળાયો
મોરલીમીઠડો તમ ભાણજો.
વીરવીરેન્દ્ર ઇન્દ્રપુત્ર !
જગત હોલવાઇ ગયું આપનું;
મુગટનો હીરલો પડયો ધૂળ ચાટતો.
કૃષ્ણચન્દ્ર ! ભારતનું જોબન પડયું;
પલ્લવશે તો ખરૂંને પાછું ?
આર્યદેવ ! ભુજા કપાઇ પાંડવકુળની. ૭૨૦
પાંડવકિરીટી ! આપ છો યોધસમ્રાટ:
એ થાત ભરતમંડળનો ચક્રવર્તી.
મ્હારા નન્દનવનમાં ઉતર્યા
અમાવાસ્યાના અખંડ અન્ધકાર.
આપો-મસ્તક આપો મ્હને રમવાને
એ ઘોરકર્મી કુમારહત્યારાનું.' ૭૨૬

ગંગા ગાજે એવી ઉત્તરા ગાજતી,
વિધાત્રી બોલે એવું ઉત્તરા બોલતી. ૭૨૮

સૂર્ય આથમ્યો હતો:
સંખાત નહિ સૂર્યદેવથી ૭૩૦







એ પતિશલ્યાના વિરહવ્યાકુળા બોલડા.
મહાસેનાઓએ લીધો'તો યુદ્ધવિરામ;
ખેલી ન જાત રણખેલના મહાવીરોથી,
એ વીરપત્નીની હાકલ સાંભળીને.
કૃષ્ણચંદ્રે નિરખી લીધું કે
પાંડુકુમારો ઉભા છે બ્રહ્માંડને આરે;
જાણે અનન્ત વિશ્વના અન્તકાળની
છેલ્લી તિથિના થાય છે વીજકાટકા.
બ્રહ્માંડલીલા સમેટવી ન્હોતી બ્રહ્માંડનાથને,
કુરુક્ષેત્રખેલના થંભાવવી ન્હોતી વિધિદેવને. ૭૪૦
કૃષ્ણચન્દ્ર ઉચ્ચર્યાં અન્તરનો નાદ,
પ્રાણાયામનો પરમ ધ્વનિ. ૭૪૨

'ઉત્તરા! શબ્દોનાં શર માર છ.
વીરજાયા! વિચારીશ જરા?
સાત-સાત યોધરાજોએ એકને સંહાર્યો
એ તે ત્હારાં વેર? કે પાંડુવંશનાં?
ત્હારે માથે પડયા પહાડ;
પણ પૃથ્વી ઝીલે પ્હાડને ય તે.
રણ ખેલતાં પડયો છે પાર્થકુમાર;
ક્ષત્રિયમંડળમાં પૂજાશે સદાકાળ. ૭૫૦







કુમારે પીધાં વીરત્વનાં મૃત્યુ.
સાત-સાત મહારથીઓ શું
એકલવાયો ઝૂઝયો એકલમલ્લ
એ ત્હારો બાવનવીર ભરથાર.
કુમાર ન્હોતો એ, મહારથી હતો;
ભેદીને ગયો ચક્રવ્યૂહ.
પ્રતાપતેજસ્વી પાર્થ ! કાલે ત્હારે
રોવું છે કે રણખેલવું છે ?
કુરુસંગ્રામ સમેટાઇ ગયો આજે ?
ભડવીરના વીરપિતા ! ૭૬૦
ઉઠ, ઉભો થા, ને જો;
સંકેલાયો નથી જીવનસંગ્રામ.
ઉત્તરકુમારી ! યુગયુગાન્તરોમાં
તું ગવાઇશ પાંડવવંશની માતામહી.
સૌભદ્રેયપિતા ! કાળવહીમાં
તું ગવાઈશ કુરુક્ષેત્રવિજેતા.
વણજીત્યા છે હજી કૌરવઆહ્‌વાન.
પાર્થ ! વીરત્વધારે ધોવાનો છે ત્હારે
ઉત્તરાનો ધૂળધૂંસરો આશાદેશ.
કુરુક્ષેત્ર પોકાર નથી, પરાક્રમ છે.' ૭૭૦







માતામહીના બોલમન્ત્રે
ભવિષ્યની કુંજે દાખવી ઉત્તરકુમારીને,
ને પ્રફુલ્લાવી રાખ થયેલી આશાવેલીઓ.
કુરુક્ષેત્રના શબ્દટંકારે
જાગી ગયો પાર્થનો પ્રાણદુલારો;
અધૂરા ભાસ્યા એને આયુષ્યધર્મ.
ઘવાયેલો કેસરી ઉછળે
એવો ઉછળ્યો પાંડવપરાક્રમી.
ગાંડીવ મૂક્યું મુગટસ્થાને;
શરભાથાંઓની કીધી કંઠમાળા; ૭૮૦
ને આથમેલા વિશ્વજ્યોતિઓને
આયુધઆતિથ્યે આમન્ત્યા અસ્તાચળેથી.
અસ્તકાલે પાર્થ ઉગ્યો. ૭૮૩

'મિથ્યા નહિ થાય શૂરના શપથો.
શપથ છે અહર્સ્વામી સૂર્યદેવના,
શપથ છે કુળસ્વામી ચન્દ્રદેવના,
સાક્ષી છે સર્વવ્યાપી આ વ્યોમમંડળ.
રણસંગ્રામને પરિત્યાગશે એ,
ધર્મદેવનું શરણું શોધશે.







કે કૃષ્ણદેવનું કરશે પૂજન–તો જીવશે. ૭૯૦
નહિ તો સંહારીશ કુમારઘાતી સિન્ધુરાજને
આવન્તા ભાસ્કરભર્ગો હોલવાતા પૂર્વે.
વા તો એ અગ્નિજ્વાળાઓ ફાકશે,
વા તો હું ફાકીશ અગ્નિજ્વાળાઓ.
કુરુમંડળ! સુણજે ને સંઘરજે :
ગાંડીવધન્વાની એ છે મનુષ્યપ્રતિજ્ઞા.
ગોત્રપ્રવરો પૂરશે એ.' ૭૯૭

યોધરાજો થંભ્યા ને પૃથ્વી થંભી ઘડીક.
દિશા દિશામાં પાર્થે ઘૂમાવ્યું ગાંડીવ,
ને કાળઘોરમતો કીધો ગાંડીવટંકાર. ૮૦૦
વિશ્વમંડળે જાણ્યું નવહિમાદ્રિ પ્રગટયો.
યોધમંડળમાં હાકલ પડી કે
એક અહોરાત્રનો ઉગ્યો કો ધૂમકેતુ. ૮૦૩

આઘે–આઘે કૌરવમંડળમાં
જઈ સંભળાણી મહાઘોર એ પાર્થપ્રતિજ્ઞા.
વિજયોન્માદ ઓસર્યો; ચિન્તાચારીઓ પ્રગટી.
પાંડવ મહાસેનામાં પથરાતી'તી
ઘેરી ઘેરી ને ગભીરી પરાજયછાયા;







ત્હાં ડોલી રહ્યા ઉત્સાહના હિન્ડોળા.
પાર્થપગલે એવો થયો રણપલટો ૮૧૦
ભારતભાગ્યઘડતી મહાસેનાઓમાં.
અજવાળાંનાં થયાં અન્તરઅન્ધારાં,
ને અન્ધારાંનાં થયાં હૈયાઅજવાળાં. ૮૧૩

ધરતી કમ્પે ત્હારે ત્હારે
પળવિપળમાં થાય છે વિશ્વપલટાઓ:
જળ ત્હાં થળ, ને થળ ત્હાં જળ.
ઘોરમુખી તે તિથિએ
કુરૂક્ષેત્રમાં થયો એવો ધરતીકમ્પ.
સૂર્યાસ્ત પ્હેલાં સિન્ધુરાજને સંહારવાની,
સિન્ધુનદ સમી અનન્ત‌અન્તરાળ, ૮૨૦
પાર્થે લીધી રણપ્રચંડ સંહારપ્રતિજ્ઞા. ૮૨૧

પૃથ્વી ફાટે કે સાગર સૂકાય,
વન પ્રજળે કે સરોવર સળગે,
એવું બળબળતું હતું પાર્થપ્રતિજ્ઞાએ
કૌરવકુળના કુરુક્ષેત્રનું રણમંડળ.
ધરણી ધ્રૂજતી કે કાલ કેવી ઉગશે? ૮૨૬

પાર્થપ્રતિજ્ઞા એટલે કાળની મેખ. ૮૨૭

  


